(૭)

ચક્રવર્તીની સમસ્ત સંપત્તિ કરતાં પણ જેનો એક સમય માત્ર પણ વિશેષ મૂલ્યવાન છે, એવો આ મનુષ્યદેહ અને પરમાર્થને અનુકૂળ એવા યોગ સંપ્રાપ્ત છતાં જો જન્મમરણથી રહિત એવા પરમપદનું ધ્યાન રહ્યું નહીં તો આ મનુષ્યત્વને અધિષ્ઠિત એવા આત્માને અનંતવાર ધિક્કાર હો!

જેમણે પ્રમાદનો જય કર્યો તેમણે પરમ પદનો જય કર્યો.

[ વવાણિયા : જ્યેષ્ઠ વદિ ૦)) બુધ ૧૯૫૬ ]



# આત્મસિદ્ધિ શાસ્ત્ર

ૐ

શ્રી સદ્ગુરુચરણાય નમઃ

સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
મજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૧

ર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ;
ચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય. ૨

ઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઈ;
ને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ. ૩

હ્ય ક્રિયામાં રાચતા, અંતરભેદ ન કાંઈ;
નમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંહિ. ૪

ધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણી માંહિ;
ર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ. ૫

રાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન;
મજ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણાં નિદાન. ૬



ત્યાગ–વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન. ૭

જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. ૮

સેવે સદ્‌ગુરુ ચરણને, ત્યાગી દઈ નિજ પક્ષ;
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ. ૯

આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ;
અપૂર્વવાણી પરમશ્રુત, સદ્‌ગુરુ લક્ષણ યોગ્ય. ૧૦

પ્રત્યક્ષ સદ્‌ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષ થયા વિના, ઊગે ન આત્મવિચાર. ૧૧

સદ્‌ગુરુના ઉપદેશવણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યાવણ ઉપકાર શો, સમજ્યે જિનસ્વરૂપ. ૧૨

આત્માદિ અસ્તિત્વનાં, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર. ૧૩

અથવા સદ્‌ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ. ૧૪

રોકે જીવન સ્વછંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ. ૧૫



પ્રત્યક્ષ સદ્ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય;
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય. ૧૬
સ્વચ્છંદ, મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ;
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ. ૧૭
માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય;
જાતાં સદ્ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય. ૧૮
જે સદ્ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન;
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન. ૧૯
એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય. ૨૦
અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ;
મહામોહનીય કર્મથી, બૂડે ભવજળ માંહી. ૨૧
હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર;
હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર. ૨૨
હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ;
તેહ મતાર્થી લક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ. ૨૩

મતાર્થી લક્ષણ

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહિ, તે માને ગુરુ સત્ય;
અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ. ૨૪



જે જિન દેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ;
વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજબુદ્ધિ. ૨૫

પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગમાં, વર્તે દૃષ્ટિ વિમુખ;
અસદ્‌ગુરુને દૃઢ કરે, નિજ માનાર્થે મુખ્ય. ૨૬

દેવાદિ ગતિ ભંગમાં, જે સમજે શ્રુતજ્ઞાન;
માને નિજ મત વેષનો, આગ્રહ મુક્તિનિદાન. ૨૭

લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન;
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન. ૨૮

અથવા નિશ્ચય નય ગ્રહે, માત્ર શબ્દની માંય;
લોપે સદ્‌વ્યવહારને, સાધન રહિત થાય. ૨૯

જ્ઞાનદશા પામે નહીં, સાધનદશા ન કાંઈ;
પામે તેનો સંગ જે, તે બૂડે ભવમાંહિ. ૩૦

એ પણ જીવ મતાર્થમાં, નિજમાનાદિ કાજ;
પામે નહીં પરમાર્થને, અન અધિકારીમાંજ. ૩૧

નહિ કષાય ઉપશાંતતા, નહીં અંતર વૈરાગ્ય;
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય. ૩૨

લક્ષણ કહ્યાં મતાર્થીનાં, મતાર્થ જાવા કાજ;
હવે કહું આત્માર્થીનાં, આત્મ-અર્થ સુખસાજ. ૩૩



આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય. ૩૪
પ્રત્યક્ષ સદ્‌ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર;
ત્રણે યોગ એકત્વથી, વર્ત્તે આજ્ઞાધાર. ૩૫
એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત. ૩૬
એમ વિચારી અંતરે, શોધે સદ્‌ગુરુયોગ;
કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ. ૩૭
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થનિવાસ. ૩૮
દશા ન એવી જ્યાંસુધી, જીવ લહે નહિ જોગ;
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતરરોગ. ૩૯
આવે જ્યાં એવી દશા, સદ્‌ગુરુબોધ સુહાય;
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય. ૪૦
જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ. ૪૧
ઉપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય;
ગુરુશિષ્ય સંવાદથી, ભાખું ષટ્‌પદ આંહિ. ૪૨



## ષટ્પદનામકથન

'આત્મા છે,' તે 'નિત્ય છે,' 'છે કર્તા નિજકર્મ';
'છે ભોક્તા,' વળી 'મોક્ષ છે,' 'મોક્ષ ઉપાય સુધર્મ'. ૪૩
ષટ્સ્થાનક સંક્ષેપમાં, ષટ્દર્શન પણ તેહ;
સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ. ૪૪

## ૧. શંકા–શિષ્ય ઉવાચ :

(આત્માના હોવાપણારૂપ પ્રથમ સ્થાનકની શિષ્ય શંકા કહે છે–)

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ;
બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ. ૪૫
અથવા દેહ જ આતમા, અથવા ઈન્દ્રિય પ્રાણ;
મિથ્યા જૂદો માનવો, નહીં જૂદું એંધાણ. ૪૬
વળી જો આત્મા હોય તો, જણાય તે નહિ કેમ!
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ. ૪૭
માટે છે નહિ આતમા, મિથ્યા મોક્ષ ઉપાય;
એ અંતર શંકા તણો, સમજાવો સદુપાય. ૪૮

### ૧. સમાધાન—સદ્ગુરુ ઉવાચ :

('આત્મા છે' એમ સદ્ગુરુ સમાધાન કરે છે—)

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન. ૪૯



યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન. ૫૦

દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ;
ાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ. ૫૧

ઇન્દ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન;
ઇન્દ્રીના વિષયનું, પણ આત્માને ભાન. ૫૨

ન જાણે તેહને, જાણે ન ઇન્દ્રી પ્રાણ;
માની સત્તા વડે, તેહ પ્રવર્તે જાણ. ૫૩

અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
રૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય. ૫૪

પટ આદિ જાણ તું, તેથી તેને માન,
નાર તે માન નહિ, કહીએ કેવું જ્ઞાન? ૫૫

બુદ્ધિ કૃશ દેહમાં, સ્થૂળ દેહ મતિ અલ્પ;
હોય જો આતમા, ઘટે ન આમ વિકલ્પ. ૫૬

ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ;
પણું પામે નહીં, ત્રણે કાળ દ્વય ભાવ. ૫૭

માની શંકા કરે, આત્મા પોતે આપ;
નો કરનાર તે, અચરજ એહ અમાપ. ૫૮



## ૨. શંકા-શિષ્ય ઉવાચ :

(આત્મા નિત્ય નથી એમ શિષ્ય કહે છે—)

આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર;
સંભવ તેનો થાય છે, અંતર કર્યે વિચાર. ૫૯

બીજી શંકા થાય ત્યાં, આત્મા નહીં અવિનાશ;
દેહ-યોગથી ઉપજે, દેહ-વિયોગે નાશ. ૬૦

અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય;
એ અનુભવથી પણ નહીં, આત્મા નિત્ય જણાય. ૬૧

### ૨. સમાધાન—સદ્‌ગુરુ ઉવાચ :

(આત્મા નિત્ય છે એમ સદ્‌ગુરુ સમાધાન કરે છે—)

દેહ માત્ર સંયોગ છે, વળી જડ, રૂપી, દશ્ય;
ચેતનનાં ઉત્પત્તિ, લય, કોના અનુભવ વશ્ય? ૬૨

જેના અનુભવ વશ્ય એ, ઉત્પન્ન-લયનું જ્ઞાન;
તે તેથી જૂદા વિના, થાય ન કેમે ભાન. ૬૩

જે સંયોગો દેખીએ, તે તે અનુભવ દશ્ય;
ઉપજે નહીં સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ. ૬૪

જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય;
એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય. ૬૫



કોઈ સંયોગોથી નહીં, જેની ઉત્પત્તિ થાય;
નાશ ન તેનો કોઈમાં, તેથી 'નિત્ય' સદાય. ૬૬

ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માંય;
પૂર્વજન્મ સંસ્કાર તે, જીવ નિત્યતા ત્યાંય. ૬૭

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય;
બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય. ૬૮

અથવા જ્ઞાન ક્ષણિકનું; જે જાણી વદનાર;
વદનારો તે ક્ષણિક નહિ, કર અનુભવ નિર્ધાર. ૬૯

ક્યારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ;
ચેતન પામે નાશ તો, કેમાં ભળે તપાસ. ૭૦

## ૩. શંકા—શિષ્ય ઉવાચ :

(આત્મા કર્મનો કર્તા નથી એમ શિષ્ય કહે છે— )

કર્તા જીવ ન કર્મનો, કર્મજ કર્તા કર્મ;
અથવા સહજ સ્વભાવ કાં, કર્મ જીવનો ધર્મ. ૭૧

આત્મા સદા અસંગ ને, કરે પ્રકૃતિ—બંધ;
અથવા ઈશ્વર—પ્રેરણા, તેથી જીવ અબંધ. ૭૨

માટે મોક્ષ ઉપાયનો, કોઈ ન હેતુ જણાય;
કર્મતણું કર્તાપણું, કાં નહિં, કાં નહિં જાય. ૭૩



### ૩. સમાધાન—સદ્‌ગુરુ ઉવાચ :

(કર્મનું કર્તાપણું આત્માને જે પ્રકારે છે
તે પ્રકારે સદ્‌ગુરુ સમાધાન કરે છે—)

હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ ?
જડસ્વભાવ નહીં પ્રેરણા, જુઓ વિચારી ધર્મ. ૭૪
જો ચેતન કરતું નથી, થતાં નથી તો કર્મ;
તેથી સહજ સ્વભાવ નહિ, તેમજ નહિ જીવધર્મ. ૭૫
કેવળ હોત અસંગ જો, ભાસત તને ન કેમ ?
અસંગ છે પરમાર્થથી, પણ નિજભાને તેમ. ૭૬
કર્તા ઈશ્વર કોઈ નહિ, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષ પ્રભાવ. ૭૭
ચેતન જો નિજ ભાનમાં, કર્તા આપ સ્વભાવ;
વર્તે નહિ નિજ ભાનમાં, કર્તા કર્મ-પ્રભાવ. ૭૮

### ૪. શંકા-શિષ્ય ઉવાચ :

(તે કર્મનું ભોક્તાપણું જીવને નહીં હોય ? એમ શિષ્ય કહે છે-)

જીવ કર્મકર્તા કહો, પણ ભોક્તા નહિ સોય,
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય. ૭૯
ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણું સધાય;
એમ કહે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦



ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત્ નિયમ નહિ હોય;
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહિ હોય. ૮૧

૪. સમાધાન—સદ્‌ગુરુ ઉવાચ :

(જીવને પોતાંના કરેલાં કર્મનું ભોક્તાપણું છે,
એમ સદ્‌ગુરુ સમાધાન કરે છે—)

ભાવકર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ;
જીવવીર્યની સ્ફુરણા ગ્રહણ કરે જડધૂપ. ૮૨
ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોક્તાપણું જણાય. ૮૩
એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણ વિના ન કાર્ય તે, તેજ શુભાશુભ વેદ્ય. ૮૪
ફળદાતા ઈશ્વરતણી, એમાં નથી જરૂર;
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫
તે તે ભોગ્ય વિશેષના, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ. ૮૬

૫. શંકા–શિષ્ય ઉવાચ :

(જીવનો તે કર્મથી મોક્ષ નથી, એમ શિષ્ય કહે છે—)

કર્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહિ મોક્ષ,
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ. ૮૭



શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિ માંય;
અશુભ કરે નરકાદિ ફળ, કર્મ રહિત ન ક્યાંય. ૮૮

૫. સમાધાન—સદ્ગુરુ ઉવાચ:

(તે કર્મોથી જીવનો મોક્ષ થઈ શકે છે,
એમ સદ્ગુરુ સમાધાન કરે છે—)

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯
વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષસ્વભાવ. ૯૦
દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વતપદે, નિજ અનંત સુખભોગ. ૯૧

૬. શંકા—શિષ્ય ઉવાચ:

(મોક્ષનો ઉપાય નથી, એમ શિષ્ય કહે છે—)

હોય કદાપિ મોક્ષપદ, નહિ અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨
અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩
કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ;
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪



તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય,
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય? ૯૫
પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્ભાગ્ય. ૯૬

૬. સમાધાન—સદ્ગુરુ ઉવાચ :

(મોક્ષનો ઉપાય છે, એમ સદ્ગુરુ સમાધાન કરે છે—)

પાંચે ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત;
થાશે મોક્ષોપાયની, સહજ પ્રતીત એ રીત. ૯૭
કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ;
અંધકાર અજ્ઞાનસમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮
જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવઅંત. ૯૯
રાગ, દ્વેષ, અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ;
થાય નિવૃત્તિ જેહથી, તેજ મોક્ષનો પંથ. ૧૦૦
આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત;
જેથી કેવળ પામીએ, મોક્ષપંથ તે રીત. ૧૦૧
કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ;
તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ. ૧૦૨
કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ;
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩



શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિ માંય;
અશુભ કરે નરકાદિ ફળ, કર્મ રહિત ન ક્યાંય. ૮૮

૫. સમાધાન—સદ્દ્ગુરુ ઉવાચ:
(તે કર્મથી જીવનો મોક્ષ થઈ શકે છે,
એમ સદ્દ્ગુરુ સમાધાન કરે છે—)

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯
વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષસ્વભાવ. ૯૦
દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વતપદે, નિજ અનંત સુખભોગ. ૯૧

૬. શંકા–શિષ્ય ઉવાચ:
(મોક્ષનો ઉપાય નથી, એમ શિષ્ય કહે છે—)

હોય કદાપિ મોક્ષપદ, નહિ અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨
અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩
કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ;
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪



એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય,
ાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય? ૯૫
ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
જું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્‌ભાગ્ય. ૯૬

૬. સમાધાન—સદ્‌ગુરુ ઉવાચ:

ા ઉપાય છે, એમ સદ્‌ગુરુ સમાધાન કરે છે—)

ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત;
મોક્ષોપાયની, સહજ પ્રતીત એ રીત. ૯૭
ભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ;
ધકાર અજ્ઞાનસમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮
જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
કારણ છેદક દશા, મોક્ષપંથ ભવઅંત. ૯૯
, દ્વેષ, અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ;
ા નિવૃત્તિ જેહથી, તેજ મોક્ષનો પંથ. ૧૦૦
ત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત;
ી કેવળ પામીએ, મોક્ષપંથ તે રીત. ૧૦૧
અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ;
ાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ. ૧૦૨
મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ;
બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩



કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ;
પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ? ૧૦
છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ. ૧૦
ષટ્પદનાં ષટ્પ્રશ્ન તેં, પૂછ્યા કરી વિચાર;
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિરધાર. ૧૦
જાતિ વેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય. ૧૦
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ, અંતર દયા, તે કહીએ જિજ્ઞાસ. ૧૦
તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુબોધ;
તો પામે સમકિતને, વર્ત્તે અંતરશોધ. ૧૦
મત દર્શન આગ્રહ તજી, વર્ત્તે સદ્ગુરુલક્ષ;
લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ. ૧૧
વર્તે નિજ સ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકીત. ૧૧
વર્ધમાન સમકીત થઈ, ટાળે મિથ્યાભાસ;
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ. ૧૧૨
કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહીએ કેવળ જ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩



કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં સમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪
છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ. ૧૧૫
એજ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. ૧૧૬
શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું! કર વિચાર તો પામ. ૧૧૭
નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર શમાય;
ધરી મૌનતા એમ કહી, સહજ સમાધીમાંય. ૧૧૮

## શિષ્ય બોધબીજપ્રાપ્તિ કથન

સદ્‌ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન. ૧૧૯
ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર, અમર, અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ. ૧૨૦
કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય. ૧૨૧
અથવા નિજપરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ;
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પસ્વરૂપ. ૧૨૨
મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ;



સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩

અહો! અહો! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર. ૧૨૪

શું પ્રભુચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન. ૧૨૫

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ, દાસ, હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬

ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૧૨૭

## ઉપસંહાર

દર્શન ષટે શમાય છે, આ ષટ્ સ્થાનક માંહિ;
વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ. ૧૨૮

આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯

જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ. ૧૩૦

નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નોય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય. ૧૩૧

નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;
એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ. ૧૩૨



ગચ્છ મતની જે કલ્પના, તે નહિ સદ્‌વ્યવહાર;
ભાન નહીં નિજરૂપનું; તે નિશ્ચય નહીં સાર. ૧૩૩

આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય.
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગ ભેદ નહીં હોય; ૧૩૪

સર્વ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય;
સદ્‌ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય. ૧૩૫

ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત;
પામે નહિં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત. ૧૩૬

મુખથી જ્ઞાન કથે અને, અંતર છૂટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ; ૧૩૭

દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય;
હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય. ૧૩૮

મોહ ભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી કહીએ ભ્રાંત. ૧૩૯

સકલ જગત તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી વાચા જ્ઞાન. ૧૪૦

સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ;
પામે સ્થાનક પાંચમું, એમાં નહી સંદેહ. ૧૪૧

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીનાં ચરણમાં, હો ! વંદન અગણિત. ૧૪૨

[ સં. ૧૯૫૨ ના આસો વદ ૧, ગુરુવાર : નડિયાદ ]



દેહથી ભિન્ન, સ્વપરપ્રકાશક, પરમ જ્યોતિસ્વરૂપ એવો આ આત્મા, તેમાં નિમગ્ન થાઓ. હે આર્યજનો! અંતર્મુખ થઈ, સ્થિર થઈ, તે આત્મામાં જ રહો તો અનંત અપાર આનંદ અનુભવશો.

સર્વ જગતના જીવો કંઈને કંઈ મેળવીને સુખ પ્રાપ્ત કરવા ઇચ્છે છે. મોટા ચક્રવર્તી રાજા તે પણ વધતા વૈભવ, પરિગ્રહના સંકલ્પમાં પ્રયત્નવાન છે; અને મેળવવામાં સુખ માને છે; પણ અહો! જ્ઞાનીઓએ તો તેથી વિપરીત જ સુખનો માર્ગ નિર્ણીત કર્યો કે કિંચિત્ માત્ર પણ ગ્રહવું એ જ સુખનો નાશ છે.

વિષયથી જેની ઇન્દ્રિયો આર્ત્ત છે, તેને શીતળ એવું આત્મસુખ, આત્મતત્ત્વ ક્યાંથી પ્રતીતિમાં આવે?

પરમ ધર્મરૂપ ચંદ્ર પ્રત્યે, રાહુ જેવો પરિગ્રહ, તેથી હવે હું વિરામ પામવાને જ ઇચ્છું છું.

અમારે પરિગ્રહને શું કરવો છે?

કશું પ્રયોજન નથી.

'સર્વોત્કૃષ્ટ શુદ્ધિ ત્યાં સર્વોત્કૃષ્ટ સિદ્ધિ!'

હે આર્યજનો? આ પરમ વાક્યનો આત્માપણે તમે અનુભવ કરો.

[ વવાણિયા : જ્યેષ્ઠ ૧૯૫૪ ]



## ક્ષમાપના

હે ભગવાન! હું બહુ ભૂલી ગયો. મેં તમારાં અમૂલ્ય વચનને લક્ષમાં લીધાં નહીં. મેં તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલાં ઉત્તમ શીલને મેં સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં.

હે ભગવાન! હું ભૂલ્યો, આથડયો, રઝળ્યો અને અનંત સંસારની વિટંબનામાં પડયો છું. હું પાપી છું. હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલિન છું.

હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વ વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડયો છું, અજ્ઞાનથી અંધ થયો છું. મારામાં વિવેકશક્તિ નથી અને હું મૂઢ છું. હું નિરાશ્રિત છું, અનાથ છું.

નિરાગી પરમાત્મા! હવે હું તમારું, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વ પાપથી મુક્ત થાઉં, એ મારી અભિલાષા છે. આગળ



## ભક્તિનો ઉપદેશ

(તોટક છંદ)

શુભ શીતળતામય છાંય રહી, મનવાંછિત જ્યાં ફળપંક્તિ કહી;
જિન ભક્તિ ગ્રહો તરુ કલ્પ અહો, ભજીને ભગવંત ભવંત લહો.
નિજ આત્મસ્વરૂપ મુદા પ્રગટે, મન તાપ ઉતાપ તમામ મટે;
અતિ નિર્જરતા વણ દામ ગ્રહો, ભજીને ભગવંત ભવંત લહો.
સમભાવિ સદા પરિણામ થશે, જડમંદ અધોગતિ જન્મ જશે;
શુભ મંગળ આ પરિપૂર્ણ ચહો, ભજીને ભગવંત ભવંત લહો.
શુભ ભાવવડે મન શુદ્ધ કરો, નવકાર મહા પદને સમરો;
નહિ એહ સમાન સુમંત્ર કહો, ભજીને ભગવંત ભવંત લહો.
કરશો ક્ષય કેવળ રાગ કથા, ધરશો શુભ તત્ત્વસ્વરૂપ યથા;
નૃપચંદ્ર પ્રપંચ અનંત દહો, ભજીને ભગવંત ભવંત લહો.

૧૭ મા વર્ષે : વવાણીઆ.

## અમૂલ્ય તત્ત્વવિચાર

(હરિગીત છંદ)

બહુ પુણ્યકેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો, આંટો નહીં એકે ટળ્યો;



સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ, એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કાં અહો રાચી રહો? ૧

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો?
શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એ નય ગ્રહો;
વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો! એક પળ તમને હવો!!! ૨

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે;
એ દિવ્ય શક્તિમાન, જેથી જંજિરેથી નીકળે;
પરવસ્તુમાં નહિં મૂંઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે. પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં; ૩

હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરિહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક, શાંત ભાવે જો કર્યા;
તો સર્વ આત્મિક જ્ઞાનનાં, સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યાં. ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું;
રે! આત્મ તારો! આત્મ તારો!, શીઘ્ર એને ઓળખો;
સર્વાત્મમાં સમદૃષ્ટિ ઘો, આ વચનને હૃદયે લખો. ૫

૧૭ મા વર્ષે : વવાણીઆ.



## સર્વમાન્ય ધર્મ

(ચોપાઈ)

ધર્મતત્ત્વ જો પૂછયું મને, તો સંભળાવું સ્નેહે તને;
જે સિદ્ધાંત સકળનો સાર, સર્વ માન્ય સહુને હિતકાર. ૧

ભાખ્યું ભાપણમાં ભગવાન, ધર્મ ન બીજો દયા સમાન;
અભયદાન સાથે સંતોષ, દ્યો પ્રાણીને દળવા દોષ. ૨

સત્ય શીળને સઘળાં દાન, દયા હોઈને રહ્યાં પ્રમાણ;
દયા નહીં તો એ નહીં એક, વિના સૂર્ય કિરણ નહીં દેખ. ૩

પુષ્પપાંખડી જ્યાં દુભાય, જિનવરની ત્યાં નહીં આજ્ઞાય;
સર્વ જીવનું ઇચ્છો સુખ, મહાવીરની શિક્ષા મુખ્ય. ૪

સર્વ દર્શને એ ઉપદેશ, એ એકાંતે, નહીં વિશેષ;
સર્વ પ્રકારે જિનનો બોધ, દયા દયા નિર્મળ અવિરોધ ! ૫

એ ભવતારક સુંદર રાહ, ધરિયે તરિયે કરી ઉત્સાહ;
ધર્મ સકળનું એ શુભ મૂળ, એ વણ ધર્મ સદા પ્રતિકૂળ. ૬

તત્ત્વરૂપથી એ ઓળખે, તે જન પ્હોંચે શાશ્વત સુખે;
શાંતિનાથ ભગવાન પ્રસિદ્ધ, રાજચંદ્ર કરૂણાએ સિદ્ધ. ૭

## શ્રી સદ્‌ગુરુ ચરણાય નમઃ

## મૂળ માર્ગ રહસ્ય

મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ; મૂ.
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર ભવદુઃખ. ૧

કરી જોજો વચનની તુલના રે, જોજો શોધીને જિન સિદ્ધાંત;
માત્ર કહેવું પરમારથ હેતુથી રે, કોઈ પામે મુમુક્ષુ વાત. ૨

જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધતા રે, એકપણે અને અવિરુદ્ધ;
જિનમારગ તે પરમાર્થથી રે, એમ કહ્યું સિદ્ધાંતે બુદ્ધ. ૩

લિંગ અને ભેદો જે વૃત્તના રે, દ્રવ્ય દેશ કાળાદિ ભેદ;
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે, તે તો ત્રણે કાળે અભેદ. ૪

હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે, સંક્ષેપે સુણો પરમાર્થ;
તેને જોતાં વિચારી વિશેષથી રે, સમજાશે ઉત્તમ આત્માર્થ. ૫

છે દેહાદિથી ભિન્ન આત્મા રે, ઉપયોગી સદા અવિનાશ;
એમ જાણે સદ્‌ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ. ૬

જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્ત્તે છે શુદ્ધ પ્રતીત;
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકીત. ૭



જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ;
તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે, નામ ચારિત્ર તે અણલિંગ. ૮

તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્ત્તે તે આત્મારૂપ;
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજસ્વરૂપ. ૯

એવાં મૂળ જ્ઞાનાદિ પામવાં રે, અને જવા અનાદિ બંધ;
ઉપદેશ સદ્ગુરુનો પામવા રે, ટાળી સ્વચ્છંદને પ્રતિબંધ. ૧૦

એમ દેવ જિનંદે ભાખિયું રે, મોક્ષ મારગનું શુદ્ધ સ્વરૂપ.
ભવ્ય જનોના હિતને કારણે રે, સંક્ષેપે કહ્યું સ્વરૂપ. ૧૧

૧૯ મા વર્ષે: આણંદ.

## આ ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયેલ 'શ્રીમદ્ રાજચંદ્ર'નું અન્ય સાહિત્ય

| | | કિંમત |
|---|---|---|
| ૧. | રાજપ્રશ્ન | રૂ. ૫–૨૫ |
| ૨. | ઉગમતે પ્રભાતે | રૂ. ૦–૭૫ |
| ૩. | શ્રીમદ્ રાજચંદ્ર જીવનજ્યોતિ | રૂ. ૧–૨૫ |
| ૪. | સુખ વિષે વિચાર | રૂ. ૦–૨૦ |



શ્રી સદ્ગુરુ ચરણાય

મૂળ માર્ગ રહસ્

મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું

કરી જોજો વચનની તુલના રે, જોજો શોધીને
માત્ર કહેવું પરમારથ હેતુથી રે, કોઈ પા

જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધતા રે, એકપણે
જિનમારગ તે પરમાર્થથી રે, એમ કહ્યું

લિંગ અને ભેદો જે વૃત્તના રે, દ્રવ્ય દેશ કા
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે, તે તો ત્રણે કા

હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે, સંક્ષેપે સુણો
તેને જોતાં વિચારી વિશેષથી રે, સમજાશે ઉત્તમ

છે દેહાદિથી ભિન્ન આત્મા રે, ઉપયોગી સદા અ
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ

જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્ત્તે છે શુદ્ધ
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમ



[illegible]

## શ્રી સદ્ગુરુ ભક્તિ રહસ્ય

### ( દોહરા )

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ. ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૨

નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાહિ. ૩

જોગ નથી સત્સંગનો, નથી સત્ સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪

'હું પામર શું કરી શકું'? એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫

અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬

અચળરૂપ આસક્તિ નહિ, નહિ વિરહનો તાપ;
કથા અલભ્ય તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ. ૭



# પરમપદ પ્રાપ્તિની ભાવના

## ( અંતર્ગત )

### ગુણશ્રેણી સ્વરૂપ

ॐ

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તિક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરૂષને પંથ જો? અપૂર્વ૦ ૧.

સર્વ ભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ૦ ૨

દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ૦ ૩



આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્ત્તે દેહપર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ૦ ૪

સંયમના હેતુથી યોગપ્રવર્ત્તના,
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો. અપૂર્વ૦ ૫

પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય, ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો. અપૂર્વ૦ ૬

ક્રોધપ્રત્યે તો વર્ત્તે ક્રોધસ્વભાવતા,
માનપ્રત્યે તો દીનપણાનું માન જો;
માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભપ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ૦ ૭

બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રી તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ૦

નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ, કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ૦ ૯

શત્રુ મિત્ર પ્રત્યે વર્ત્તે સમદર્શિતા,
માન અમાને વર્ત્તે તે જ સ્વભાવ જો;
જીવિત, કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્ત્તે સમભાવ જો. અપૂર્વ૦ ૧૦.

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા,
પરમમિત્રનો જાણે પામ્યા યોગ જો. અપૂર્વ૦ ૧૧

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં, મનને પ્રસન્નભાવ જો;
રજકણ કે રિદ્ધિ વૈમાનિકદેવની,
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૨

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૩



મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહ ગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ૦ ૧૪

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજતણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦ ૧૫

વેદનીયાદિ ચાર કર્મ વર્ત્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે, મટિયે દૈહિક પાત્ર જો. અપૂર્વ૦ ૧૬

મન, વચન, કાયા ને કર્મની વર્ગણા,
છુટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્ત્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦ ૧૭

એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણકલંકરહિત અડોલસ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુ, લઘુ, અમૂર્ત્ત સહજપદરૂપ જો. અપૂર્વ૦ ૧૮



પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન, જ્ઞાન, અનંત સહિત જો. અપૂર્વ૦ ૧૯

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અપૂર્વ૦ ૨૦

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગરને હાલ મનોરથરૂપ જો;
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ આજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો. અપૂર્વ૦ ૨૧

---

૨૮ મા વર્ષે : વવાણીઆ.



## શ્રીમદ્ રાજચંદ્ર સ્વઆત્મ દશા પ્રકાશ.

ધન્ય રે દિવસ આ અહો, જાગી રે શાંતિ અપૂર્વ રે;
દશ વર્ષે રે ધારા ઉલસી, મટયો ઉદય કર્મનો ગર્વ રે. ધન્ય૦ ૧
ઓગણીસસેં ને એકત્રીસે, આવ્યો અપૂર્વ અનુસાર રે;
ઓગણીસસેં ને બેતાલીસે, અદ્‌ભુત વૈરાગ્ય ધાર રે. ધન્ય૦ ૨
ઓગણીસસેં ને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યું રે;
શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યું રે. ધન્ય૦ ૩
ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરીગ્રહ કાર્ય પ્રપંચ રે;
જેમ જેમ તે હડસેલીએ, તેમ વધે ન ઘટે રંચ રે. ધન્ય૦ ૪
વધતું એમ જ ચાલિયું, હવે દીસે ક્ષીણ કાંઈ રે;
ક્રમે કરીને રે તે જશે, એમ ભાસે મનમાંહિ રે. ધન્ય૦ ૫
યથા હેતુ જે ચિત્તનો, સત્ય ધર્મનો ઉદ્ધાર રે;
થશે અવશ્ય આ દેહથી, એમ થયો નિરધાર રે. ધન્ય૦ ૬
આવી અપૂર્વ વૃત્તિ અહો, થશે અપ્રમત્ત યોગ રે;
કેવળ લગભગ ભૂમિકા, સ્પર્શીને દેહ વિયોગ રે. ધન્ય૦ ૭
અવશ્ય કર્મનો ભોગ છે, ભોગવવો અવશેષ રે;
તેથી દેહ એક જ ધારીને, જાશું સ્વરૂપ સ્વદેશ રે. ધન્ય૦ ૮

૩૦ મા વર્ષે : વવાણીઆ.



વચનકાયમાં પણ દૂષણ આવવાથી સામાયિકમાં દોષ લાગે છે. મન, વચન અને કાયાના થઈને બત્રીશ દોષ ઉત્પન્ન થાય છે.

દશ મનના, દશ વચનના અને બાર કાયાના એમ બત્રીશ દોષ જાણવા અવશ્યના છે. જે જાણવાથી મન સાવધાન રહે છે.

## ૧. મનના દશ દોષ

૧. અવિવેકદોષ—સામાયિકનું સ્વરૂપ નહીં જાણવાથી મનમાં એવો વિચાર કરે કે આથી શું ફળ થવાનું હતું? આથી તે કોણ તર્યું હશે? એવા વિકલ્પનું નામ 'અવિવેક દોષ.'

૨. યશોવાંચ્છાદોષ—પોતે સામાયિક કરે છે એમ અન્ય મનુષ્યો જાણે તો પ્રશંસા કરે તે ઈચ્છાએ સામાયિક કરે ઈ૦ તે 'યશોવાંચ્છાદોષ.'

૩. ધનવાંચ્છાદોષ—ધનની ઈચ્છાએ સામાયિક કરવું તે 'ધનવાંચ્છાદોષ.'

૪. ગર્વદોષ—મને લોકો ધર્મી કહે છે અને હું સામાયિક પણ તેવું જ કરું છું? એવો અધ્યવસાય તે 'ગર્વદોષ.'

૫. ભયદોષ—હું શ્રાવકકુળમાં જન્મ્યો છું, મને લોકો મોટા તરીકે માન દે છે, અને જો સામાયિક નહીં કરું તો



કહેશે કે એટલું પણ નથી કરતો; એથી નિંદા થશે એ 'ભયદોષ.'

૬. નિદાનદોષ-સામાયિક કરીને તેનાં ફળથી ધન, સ્ત્રી, પુત્રાદિક મેળવવાનું ઇચ્છે તે 'નિદાનદોષ.'

૭. સંશયદોષ-સામાયિકનું પરિણામ હશે કે નહીં હોય, એ વિકલ્પ તે 'સંશયદોષ.'

૮. કષાયદોષ-સામાયિક ક્રોધાદિકથી કરવા બેસી જાય, કે કંઈ કારણથી ચઢી હોય, માન, માયા, લોભમાં વૃત્તિ ધરે તે કષાયદોષ.

૯. અવિનયદોષ-વિનય વગર સામાયિક કરે તે 'અવિનયદોષ.'

૧૦. અબહુમાનદોષ-ભક્તિભાવ અને ઉમંગપૂર્વક સામાયિક ન કરે તે 'અબહુમાનદોષ.'

## ૨. વચનના દશ દોષ

૧. કુબોલદોષ-સામાયિકમાં કુવચન બોલવું તે 'કુબોલદોષ.'

૨. સહસાત્કારદોષ-સામાયિકમાં સાહસથી અવિચારપૂર્વક વાક્ય બોલવું તે 'સહસાત્કારદોષ.'

૩. અસદારોપણદોષ-બીજાને ખોટો બોધ આપે તે 'અસદારોપણ દોષ.'



૪. નિરપેક્ષદોષ–સામાયિકમાં શાસ્ત્રની દરકાર વિ
વાક્ય બોલે તે 'નિરપેક્ષદોષ.'

૫. સંક્ષેપદોષ–સૂત્રનાં પાઠ ઇત્યાદિક ટૂંકામાં બોલ
નાખે. અને યથાર્થ ઉચ્ચાર કરે નહીં તે 'સંક્ષેપદોષ.'

૬. કલેશદોષ–કોઈથી કંકાસ કરે તે 'ક્લેશદોષ.'

૭. વિકથાદોષ–ચાર પ્રકારની વિકથા માંડી બેસે તે 'વિકથાદોષ.'

૮. હાસ્યદોષ–સામાયિકમાં કોઈની હાંસી, મશ્કરી કરે તે 'હાસ્યદોષ.'

૯. અશુદ્ધદોષ–સામાયિકમાં સૂત્રપાઠ ન્યૂનાધિક અને અશુદ્ધ બોલે તે 'અશુદ્ધદોષ.'

૧૦. મુણમુણદોષ–ગડબડગોટાથી સામાયિકમાં સૂત્ર-પાઠ બોલે, જે પોતે પણ પૂરું માંડ સમજી શકે તે 'મુણમુ
દોષ.'

## ૩. કાયાના બાર દોષ

૧. અયોગ્યઆસનદોષ–સામાયિકમાં પગ પર પગ ચઢાવી બેસે એ ગુર્વાદિકનું અવિનય રૂપ આસન, માટે એ પહેલો 'અયોગ્યઆસનદોષ.'



પ્રતિક્રમણ લક્ષપૂર્વક કરી શકતા નથી. તો પણ દેવળ નવરાશ કરતાં એમાં જરૂર કંઈક ફેર પડે છે.

સામાયિક પણ પુરું જેઓને આવડતું નથી તેઓ બિચારા સામાયિકમાં બહુ મૂંઝાય છે. કેટલાક ભારે કર્મીઓ એ અવસરમાં વ્યવહારના પ્રપંચો પણ ઘડી રાખે છે. આથી સામાયિક બહુ દોષિત થાય છે.

વિધિપૂર્વક સામાયિક ન થાય એ બહુ ખેદકારક અને કર્મની બાહુલ્યતા છે. સાઠ ઘડીના અહોરાત્ર વ્યર્થ ચાલ્યા જાય છે. અસંખ્યાતા દિવસથી ભરેલાં અનંતા કાળચક્ર વ્યતીત કરતાં પણ જે સાર્થક ન થયું તે બે ઘડીની વિશુદ્ધ સામાયિક સાર્થક કરે છે.

લક્ષપૂર્વક સામાયિક થવા માટે સામાયિકમાં પ્રવેશ કર્યા પછી ચાર લોગસ્સથી વધારે લોગસ્સનો કાયોત્સર્ગ કરી ચિત્તની કંઈક સ્વસ્થતા આણવી. પછી સૂત્રપાઠ કે ઉત્તમ ગ્રંથનું મનન કરવું. વૈરાગ્યનાં ઉત્તમ કાવ્યો બોલવાં, પાછળનું અધ્યયન કરેલું સ્મરણ કરી જવું. નૂતન અભ્યાસ થાય તો કરવો. કોઈને શાસ્ત્રાધારથી બોધ આપવો; એમ સામાયિકી કાળ વ્યતીત કરવો.

મુનિરાજનો જો સમાગમ હોય તો આગમવાણી સાંભળવી



થયેલા પાપનો પશ્ચાત્તાપ તે વડે થઈ શકે છે.

શુદ્ધ ભાવ વડે કરી પશ્ચાત્તાપ કરવાથી ફરી પાપ થતાં પરલોકભય અને અનુકંપા સ્ફુરે છે; આત્મા કોમળ થાય છે. ત્યાગવા યોગ્ય વસ્તુનો વિવેક આવતો જાય છે. ભગવાન સાક્ષીએ અજ્ઞાન દિ૦ જે જે દોષ વિસ્મરણ થયા હોય તેનો પશ્ચાત્તાપ પણ થઈ શકે છે. આમ એ નિર્જરા કરવાનું ઉત્તમ સાધન છે.

એનું 'આવશ્યક' એવું પણ નામ છે. આવશ્યક એટલે અવશ્ય કરીને કરવા યોગ્ય, એ સત્ય છે. તે વડે આત્માની મલિનતા ખસે છે, માટે અવશ્ય કરવા યોગ્ય જ છે.

સાયંકાળે જે પતિક્રમણ કરવામાં આવે છે તેનું નામ દેવસીય પડિક્કમણું એટલે દિવસ સંબંધી પાપનો પશ્ચાત્તાપ; અને રાત્રિના પાછલા ભાગમાં જે પ્રતિક્રમણ કરવામાં આવે છે તે રાઈ પડિક્કમણું કહેવાય છે. દેવસીય અને રાઈ એ પ્રાકૃત ભાષાના શબ્દો છે.

પખવાડિયે કરવાનું પ્રતિક્રમણ તે પાક્ષિક અને સંવત્સરે કરવાનું તે સાંવત્સરિક કહેવાય છે. સત્પુરુષોએ યોજનાથી બાંધેલો એ સુંદર નિયમ છે.

કેટલાક સામાન્ય બુદ્ધિમાનો એમ કહે છે કે દિવસ અને



રાત્રિનું સવારે પ્રાયશ્ચિત્તરૂપ પ્રતિક્રમણ કર્યું હોય તો કંઈ ખોટું નથી, પરંતુ એ કહેવું પ્રમાણિક નથી. રાત્રિએ અકસ્માત્ અમુક કારણ કે કાળધર્મ થઈ પડે તો દિવસ સંબંધી પણ રહી જાય.

પ્રતિક્રમણસૂત્રની યોજના બહુ સુંદર છે. એનાં મૂળ તત્ત્વ બહુ ઉત્તમ છે. જેમ બને તેમ પ્રતિક્રમણ ધીરજથી, સમજાય એવી ભાષાથી, શાંતિથી, મનની એકાગ્રતાથી અને યત્નાપૂર્વક કરવું.



# સામાન્ય નિત્યનિયમ

૧. પ્રભાત પહેલાં જાગૃત થઈ, નમસ્કાર મંત્રનું સ્મરણ કરી મન વિશુદ્ધ કરવું. પાપવ્યાપારની વૃત્તિ રોકી રાત્રિ સંબંધી થયેલા દોષનું ઉપયોગપૂર્વક પ્રતિક્રમણ કરવું.

૨. પ્રતિક્રમણ કર્યા પછી યથાવસર ભગવાનની ઉપાસના સ્તુતિ તથા સ્વાધ્યાયથી કરીને મનને ઉજ્જ્વલ કરવું.

૩. માતાપિતાનો વિનય કરી, આત્મહિતનું લક્ષ ભુલાય નહીં, તેમ યત્નાથી સંસારી કામમાં પ્રવર્તન કરવું.

૪. પોતે ભોજન કરતાં પહેલાં સત્પાત્રે દાન દેવાની પરમ આતુરતા રાખી તેવો યોગ મળતાં યથોચિત પ્રવૃત્તિ કરવી.

૫. આહાર–વિહારનો નિયમિત વખત રાખવો તેમજ સત્ શાસ્ત્રના અભ્યાસનો અને તાત્ત્વિક ગ્રંથના મનનનો પણ નિયમિત વખત રાખવો.

૬. સાયંકાળે સંધ્યાવશ્યક ઉપયોગપૂર્વક કરવું.

૭. ચોવિહાર પ્રત્યાખ્યાન કરવું.

૮. નિયમિત નિદ્રા લેવી.



૯. સૂતા પહેલાં અઢાર પાપસ્થાનક, દ્વાદશવ્રતદોષ અ
સર્વ જીવને ક્ષમાવી, પંચપરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરી, મ
શાંતિથી સમાધિભાવે શયન કરવું.

આ સામાન્ય નિયમો બહુ લાભદાયક થશે. એ ત
સંક્ષેપમાં કહ્યા છે. સૂક્ષ્મ વિચારથી અને તેમ પ્રવર્તવાથી
વિશેષ મંગળદાયક થશે.



## પત્રધારા

(૧)

ભાઈ, આટલું તારે અવશ્ય કરવા જેવું છે:—

૧. દેહમાં વિચાર કરનાર બેઠો છે તે દેહથી ભિન્ન છે? તે સુખી છે કે દુઃખી? એ સંભારી લે.

૨. દુઃખ લાગશે જ, અને દુઃખનાં કારણો પણ તને દૃષ્ટિગોચર થશેઃ તેમ છતાં કદાપિ ન થાય તો મારા૦ કોઈ ભાગને વાંચી જા, એટલે સિદ્ધ થશે. તે ટાળવા માટે જે ઉપાય છે તે એટલો જ કે તેથી બાહ્યાભ્યંતર રહિત થવું.

૩. રહિત થવાય છે. ઓર દશા અનુભવાય છે, એ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું.

૪. તે સાધન માટે સર્વસંગપરિત્યાગી થવાની આવશ્યકતા છે. નિર્ગ્રંથ સદ્ગુરુના ચરણમાં જઈને પડવું યોગ્ય છે.

૫. જેવા ભાવથી પડાય તેવા ભાવથી સર્વકાળ રહેવા માટેની વિચારણા પ્રથમ કરી લે. જો તને પૂર્વકર્મ બળવાન લાગતાં હોય તો અત્યાગી, દેશત્યાગી રહીને પણ તે વસ્તુને



ંસારીશ નહીં.

૬. પ્રથમ ગમે તેમ કરી તું તારું જીવન જાણ. જાણવું શા ાટે કે ભવિષ્યસમાધિ થવા. અત્યારે અપ્રમાદી થવું.

૭. તે આયુષ્યનો માનસિક આત્મોપયોગ તો નિર્વેદમાં ાખ.

૮. જીવન બહુ ટૂંકું છે, ઉપાધિ બહુ છે, અને ત્યાગ થઈ કે તેમ નથી તો, નીચેની વાત પુનઃ પુનઃ લક્ષમાં રાખ.

૧. જિજ્ઞાસા તે વસ્તુની રાખવી.

૨. સંસારને બંધન માનવું.

૩. પૂર્વકર્મ નથી એમ ગણી પ્રત્યેક ધર્મ સેવ્યા જવો. તેમ છતાં પૂર્વકર્મ નડે તો શોક કરવો નહીં.

૪. દેહની જેટલી ચિંતા રાખે છે તેટલી નહીં પણ એથી અનંત ગણી ચિંતા આત્માની રાખ, કારણ અનંત ભવ એક ભવમાં ટાળવા છે.

૫. ન ચાલે તો પ્રતિશ્રોતી થા.

૬. જેમાંથી જેટલું થાય તેટલું કર.

૭. પરિણામિક વિચારવાળો થા.

૮. અનુત્તરવાસી થઈને વર્ત.



૯. છેવટનું સમયે સમયે ચૂકીશ નહીં. એજ ભ
મણુ અને એજ ધર્મ.

[વિ. સં. ૧૯૪૬]

( ૨ )

સમજીને અલ્પભાપી થનારને પશ્ચાત્તાપ કરવાનો થો
જ અવસર સંભવે છે.

હે નાથ! સાતમી તમતમપ્રભા નરકની વેદના મળી હો
તો વખતે સમ્મત કરત. પણુ જગતની મોહિની સમ્મત થત
નથી.

પૂર્વનાં અશુભ કર્મ ઉદય આવ્યે વેદતાં જો શોચ કરે
છો, તો હવે એ પણુ ધ્યાન રાખો કે નવાં બાંધતાં પરિણામે તેવ
તો બંધાતાં નથી?

આત્માને ઓળખવો હોય તો આત્માના પરિચયી થવું,
પરવસ્તુના ત્યાગી થવું.

જેટલા પોતાની પુદ્ગલિક મોટાઈ ઇચ્છે છે તેટલા હલકા
સંભવે.

પ્રશસ્ત પુરુષની ભક્તિ કરો, તેનું સ્મરણુ કરો; ગુણુચિંતન
કરો.

[મુંબઈ : વિ. સં. ૧૯૪૫]



( ૩ )

હે જીવ, તું ભ્રમા મા, તને હિત કહું છું.

અંતરમાં સુખ છે; બહાર શોધવાથી મળશે નહીં.

અંતરનું સુખ અંતરની સમશ્રેણીમાં છે; સ્થિતિ થવા માટે બાહ્ય પદાર્થોનું વિસ્મરણ કર, આશ્ચર્ય ભૂલ.

સમશ્રેણી રહેવી બહુ દુર્લભ છે. નિમિત્તાધીન વૃત્તિ ફરી ફરી ચલિત થઈ જશે. ન થવા અચળ ગંભીર ઉપયોગ રાખ.

આ ક્રમ યથાયોગ્યપણે ચાલ્યો આવ્યો તો તું જીવન-ત્યાગ કરતો રહીશ, મૂંઝાઈશ નહીં, નિર્ભય થઈશ.

ભ્રમા મા. તને હિત કહું છું.

આ મારું છે એવા ભાવની વ્યાખ્યા પ્રાયે ન કર.

આ તેનું છે એમ માની ન બેસ.

આને માટે આમ કરવું છે એ ભવિષ્યનિર્ણય ન કરી રાખ.

આને માટે આમ ન થયું હોત તો સુખ થાત એમ સ્મરણ ન કર.

આટલું આ પ્રમાણે હોય તો સારું એમ આગ્રહ ન કરી રાખ.

આણે મારા પ્રતિ ઉચિત કર્યું એવું સ્મરણ ન રાખ.



આ મને અશુભ નિમિત્ત છે એવો વિકલ્પ ન કર.

આ મને શુભ નિમિત્ત છે એવી દઢતા માની ન બેસ.

આ ન હોત તો હું બંધાત નહીં એમ અચળ વ્યાખ્યા નહીં કરીશ.

પૂર્વકર્મ બળવાન છે, માટે આ બધો પ્રસંગ મળી આવ્યો એવું એકાંતિક ગ્રહણ કરીશ નહીં.

પુરુષાર્થનો જય ન થયો એવી નિરાશા સ્મરીશ નહીં.

બીજાના દોષે તને બંધન છે એમ માનીશ નહીં.

તારે નિમિત્તે પણ બીજાને દોષ કરતો ભુલાવ.

તારે દોષે તને બંધન છે એ સંતની પહેલી શિક્ષા છે.

તારો દોષ એટલો જ કે અન્યને પોતાનું માનવું, પોતે પોતાને ભૂલી જવું.

એ બધામાં તારી લાગણી નથી, માટે જુદે જુદે સ્થળે તેં સુખની કલ્પના કરી છે. હે મૂઢ, એમ ન કરઃ—

એ તને તેં હિત કહ્યું.

અંતરમાં સુખ છે.

[ મુંબઈ : ફાગણ ૧૯૪૬ ]



( ૪ )

પરમ સત્ય છે.<br>પરમ સત્ય છે. } ત્રિકાળ એમ જ છે.<br>પરમ સત્ય છે.

વ્યવહારના પ્રસંગને સાવધાનપણે, મંદ ઉપયોગે સમતા ભાવે નિભાવ્યો આવજે.

બીજા તારું કેમ માનતા નથી, એવો પ્રશ્ન તારા અંતરમાં ન ઊગો.

બીજા તારું માને છે એ ઘણું યોગ્ય છે, એવું સ્મરણ તને ન થાઓ.

તું સર્વ પ્રકારે તારાથી પ્રવર્તો.

જીવન-અજીવન પર સમવૃત્તિ હો.

જીવન હો તો એ જ વૃત્તિએ પૂર્ણ હો.

ગૃહવાસ જ્યાં સુધી સૂજિત હો ત્યાં સુધી વ્યવહાર પ્રસંગમાં પણ સત્ય તે સત્ય હો.

ગૃહવાસમાં તેમાં જ લક્ષ હો.

ગૃહવાસમાં પ્રસંગીઓને ઉચિત વૃત્તિ રાખતાં શીખવ, સઘળાં સમાન જ માન.

ત્યાં સુધીનો તારો કાળ ઘણો જ ઉચિત જાઓ.

